# બંદીવાન બેગમ

વા

# હીરાની ચોરી.

લેખક—રમણીકરાય અમૃતલાલ મહેતા,
કાંદાવાડી—ગીરગામ—મુંબઈ.

પ્રકાશક—સેવક એન્ડ કંપની તરફથી
ગુણવંતલાલ છોટાલાલ દેસાઇ,
કાંદાવાડી—ગીરગામ—મુંબઇ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપી.
પાંચકુવા—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

મૂલ્ય રૂ. ૦—૧—૦ એક આનો.

# મુંબઈ રહેનારા ભાઈબંધને

કાંઈ પણ ચીજ મોકલી આપવા કહેવું એ તેને ખરેખર સતાવવા સરખું છે. કોઈ વખત તો તેથી આપણો ભાઈબંધ બીચારો નોકરી ધંધો ખોઈ બેસે છે. ખરૂં જુઓ તો તમારે તેને એવી રીતે નાહક હેરાન કરવાની જરૂર નથી.

# સેવક ઍન્ડ કંપની

તમને જોઈતી ચીજ વખતસર મોકલી આપે છે; એટલુંજ નહીં પણ કેટલીક વખત તો સગા સંબંધી કે મિત્ર દ્વારા મંગાવ્યા કરતાં એ કંપની મારફત મંગાવ્યાથી તમને સસ્તામાં એ ચીજ મળે છે, કેમકે તેઓ વસ્તુની ખરી કીંમત જાણવાનાં સાધન ધરાવે છે અને કમીશનનાં એ કંપની નજીવું લે છે.

☞ માટે હવેથી મુંબઈનાં કાંઈ પણ કામકાજ માટે સગાં સંબંધી કે ભાઈબંધને તસ્દી આપશો નહિ.

**સેવક ઍન્ડ કંપનીને**જ લખજો.

ઠે. ગીરગામ; મુંબઈ

# બંદીવાન બેગમ

વા

# હીરાની ચોરી.



૧.

દક્ષિણ હૈદ્રાબાદના ઉમરાવ નવાબ આસફજંગને ત્યાં આજ ભારે ધાંધલ મચી રહી છે. હૈદ્રાબાદની શેરીએ શેરીએ, ચૌટે ચકલે જયાં જયાં જુઓ ત્યાં આજ લોકોમાં એકજ વાતની ચર્ચા થાય છે અને તે નવાબ આસફજંગને ત્યાંની. આસફજંગ હૈદ્રાબાદના ઘણાજ શ્રીમંત અને મોટા ઉમરાવ છે. કરોડોના માલિક છે. પૈસા-ટકામાં, આબરૂ ઇજ્જતમાં, ખૂદ નિજામ સરકાર સિવાય, આસફજંગની બરાબરી કરે એવું કોઇ નથી. તેમનું ભવ્ય મકાન રાજમહેલને પણ લજાવે એવું મોટું છે. તેના મુખ્ય બારણા આગળ આરબ અને સીદીઓનો ચોકી પહેરો દિવસને રાત રહે છે. તેમનું તે મકાન મતિમહેલ નામે મશહુર છે. આ મતિમહેલનો મુખ્ય દરવાજો ઓળંગતાં સુંદર બાગ નજરે પડે છે. નાના પ્રકારનાં ઝાડપાન વ્યવસ્થાપૂર્વક કયારામાં

ઉગેલાં છે. ભાતભાતની રમ્ય બેઠકો યથાસ્થાને ગોઠવેલી છે. બાગના મધ્ય ભાગમાં લંબચોરસ આરસનો હોજ છે. હોજનું શીતળ સ્વચ્છ પાણી સ્ફટીક માફક નિર્મળ છે. આ બાગને લગોલગ તેમની હવેલી અને પાછળ ચારે તરફ કોટ જેવી દિવાલની અંદર જનાના-મહેલ છે. થોડા વખત ઉપર નવ્વાબ **આસફજંગ** બહાદુરે એક ભારે કિંમતનો હીરો ખરીદ કર્યો હતો. આ હીરાનું મૂલ્ય દશ લાખ રૂપિયા હતું. જનાનખાનાના તહખાનામાં એક મોટી તીજોરીમાં આ હીરાને મુકવામાં આવ્યો હતો અને તે તીજોરીની ચાવી ખૂદ નવ્વાબ પોતાની પાસે રાખતા હતા. આજે નિજામ સરકારના એક સેવકે આવી ખબર કરી કે હુજૂરેવાલાને એ હીરો જોવાની ઇચ્છા છે. **આસફજંગ** જનાના મહેલના તહખાનામાં જઈ તીજોરી ઉઘાડી; જૂએ તો હીરાની ડબ્બી ગુમ. તીજોરી ઉપર નીચે કરી. શોધ કરી, અંદરથી બધું બહાર કાઢી તપાસ કરી, પણ હીરાના દાણડાનો પત્તો ન મળ્યો તે ન મળ્યો. આ હીરો બીજે કોઇ ઠેકાણે તેમણે રાખ્યો હોય એવો લેશ પણ સંભવ ન હતો. આ ઠેકાણેથી હીરો ચોરાય એ ઘણી આશ્ચર્યની બીના હતી. જ્યાં પવનને પણ પેસવા મુસ્કેલી એવા સ્થાનમાંથી આવી .ભારે જણસની ચોરી થાય એ શું નાની સુની વાત છે? અને તે પણ નવ્વાબને ત્યાં! જ્યાં અનેક સંત્રીઓ રાત દહાડો પહેરો ભરે છે ત્યાં આ પ્રમાણે ચોરી થાય એ ન બનવાજોગ બનાવ છે. આજ **આસફ**. જંગને ત્યાં ભારે કોલાહલ મચી રહ્યો છે. શેરીએ શેરીએ લોકોમાં આ વાત સિવાય બીજી વાત નથી.

---

## ૨.

મકાનના પહેરાવાળાને હુકમ મળતાંજ તેમણે મકાનમાં આવજા એકદમ બંધ કરી. કોઇ મકાનની બહાર જવાની હિંમત પણ કરી શક્યું નહિ. થાણાપરથી સિપાઇઓ આવ્યા. તેમણે જબરી ધમાલ કરી મૂકી. તેઓ બહારના દરવાજે હા હો કરતા હતા કારણકે જ્યાં આગળ ચોરી થઇ હતી ત્યાં આગળ જવું એ તેમની શક્તિ બહાર હતું. અંદર જવા કોઇને હુકમ ન હતો. એક તો મુસલમાન ઉમરાવનું અંતઃપુર, જ્યાં માખને પણ પ્રવેશ કરવો મુસ્કેલ એવી જગા અને તેમાં પણ તખ્ખાનું, એકાંત વિશ્રામ, વિલાસનું સ્થાન ત્યાં જવાની રજા માગવા કોઇની હિંમત ચાલે નહિ. અંદર જઇ અંદરના માણસોને પુછપાછ કરવાની વાતજ કોણ કરે ? પોલિસના માણસો બહાર નોકર ચાકરને અનેક પ્રશ્ન પુછવા અને પીડા કરવા લાગ્યા. કોટવાલે આસફ-જંગને પાસે બોલાવી જણાવી દીધું કે અહીં બહાર તપાસ કરે કંઇ દહાડો વળવાનો નથી.

નવાબ આસફજંગની ધ્યાનમાં આ વાત બરાબર ઉતરી પણ કરવું શું તેની તેમને સુઝ પડી નહિ. એમને એમ ચૂપ બેસી રહેવું એ ઠીક નહિ. દશ લાખ રૂપિયાનું નુકશાન તેઓ ખમી શકે એમ હતા; ન ખમી શકે એમ નહિ. પરંતુ વાત એ હતી કે હીરો એવો તો અમુલ્ય હતો, કે દશ લાખની બમણી રકમ ખર્ચે મળે નહિ. વળી ખુદ નિઝામ સરકારે તે જોવાની ઇચ્છા જણાવી હતી. જનાના મહે-લના અંદરના ભાગમાંથી ચોરી થાય એ સારૂં નહિ. વળી એમ સમજે કે આ બાબતમાં ચૂપ બેસી રહે તો કાલ એથી બીજી વધારે

---

થોડા કમીશનને ગ્રાહકનું હીત નાખીને કામ કરે

ચોરી કેમ ન થાય? એનો સંભવ શો? જનાના મહેલનું તહખાનું એવો ભાગ હતો કે જ્યાં આસફજંગ સિવાય કોઇ એકલું જતું નહિ. દાસી લુંડિયોને તો ત્યાં જવાની જરા પણ જરૂર ન હતી. બેગમો પણ નવાબની સાથેજ ત્યાં જતી, અને જાય તોપણ તીજોરી ખોલી હીરો કાઢવાની શક્તિ બેગમો અને દાસિયોમાં હતી કે નહિ તે પરમેશ્વર જાણે.

તીજોરી કોઇએ ફોડી ન હતી. અંદરની છૂપી કળની માહીતી વગર તે કોઇથી ઉઘડે એમ ન હતી. ચાવી નવાબની પોતાની પાસે રહેતી—સોનાના છેડે બાંધેલી નવાબના ખીસ્સામાં રહેતી. નવાબના ખીસ્સામાંથી ચાવી કોઇ કાઢી લે અને ચોરી કરે એ બનવું કેવળ અસંભવિત હતું. નવાબ કોઇ દિવસ એ ચાવી પોતાના નોકરને કે બાંદીને આપતા નહિ એટલુંજ નહિ પણ બેગમ સુદ્ધાંને એ ચાવી ધીરતા નહિ. આવી સ્થિતિમાં નવાબના અંદરના મહેલના ભાગમાંથી ચોરી થાય એ થોડી તાજ્જુબની વાત હતી? આમાં ઘોર કપટ હોય એમાં શક શો? એમ ઘણાનું માનવું હતું. કારણ કે તીજોરી આબાદ એમની એમ હતી. કંઈ ભાંગફોડ થઇ ન હતી. કુંચી નવાબની પાસેથી ચોરાયલી કે કોઈએ કાઢી લીધેલી જણાઇ ન હતી અને અંદરની બાકી બધી જણસો અકબંધ હતી. માત્ર આ મૂલ્યવાન હીરો ગાયબ થઇ ગયો હતો. જાણીતા આસામી વગર બીજા કોઇનો ઘા નથી, એમ અનુમાન કરનાર ખોટા હતા એમ કેમ કહેવાય! ગમે તેમ અંદરનું કંઇ કપટ છે અને એ તરકટ પકડવું જોઇએ એમ નવાબે નિશ્ચય કીધો. ચોરીનું મુળ ગમે તેમ થાય પણ અવશ્ય શોધી કાઢવું.

---

૩

સદર મહેલ આગળ સિપાઇઓ નોકર ચાકરની ઝડતી લેતા હતા. પરંપરાથી ચાલતી આવતી રીત પ્રમાણે પોલિસ કોઇને ભય, કોઇને દમદાટી, કોઇને લાલચ અને કોઇને આશ્વાસન આપી કામ લેતા. આનું કંઈ ફળ આવે કે ન આવે પણ પોલિસની એ રીત છે તે પ્રમાણે તેમણે તેમનું કામ કર્યું. આ પોલિસની પુછપરછથી એક સીધી બાઇનો મિજાજ ખસી ગયો. તે નવાબના મકાન આગળના પહેરેગીરમાંનો એક હતો. તે બોલ્યો;—

"ઉલ્લુ કો કિતની મર્તબા જવાબ દિયા ફિર બાર બાર કયા પુછતા હય ?"

નાયબ કોટવાળને કંઇ ગુસ્સો એટલો તો આવ્યો કે ન પુછવાની વાત. એક તો અમલદાર અને તે પણ એક નિઝામતના મુખ્ય શહેરનો; પછી એની મોટાઇની વાત શી ? એક સામાન્ય પ્રહરી આ પ્રમાણે બોલે તે કેમ ખમી રહેવાય ? નાયબ કોટવાળે કહ્યું :—

"અય ! જુબાં સમાલકે બોલો. શક સબપર હય. તું કૌન હય કે તેરેપર શક ન હો."

"અબી તેરા શક મીટાતા હું" કહી સીધીએ જમૈયો કેડેથી કાઢી નાયબ કોટવાળની પીઠપર વાર કર્યો. પાંચ સાત જણે વચ્ચે પડી તેનો હાથ પકડી લીધો અને પરાણે સીધાને રોકયો, નહિ તો, કોટવાળના બાર ત્યાં ને ત્યાંજ વગાડી દેત.

---

એ વાત બરાબર ધ્યાનમાં રાખી ધંધો કરે છે.

અંદરની બાજુમાં પોલિસનો ઉત્પાત ન હતો; પરંતુ ખરી રીતે જોતાં શકનું સ્થાન તો અંદરજ હતું. જનાનખાના આગળ ખોજાઓનો પહેરો અહોનાત હતો. હવે જો કોઇ બહારથી ચોર આવ્યો હોય તો તેમને અવશ્ય ખબર પડે, બાંદી દાસીઓ પણ જાણ્યા વગર રહે નહિ. વારૂ, હવે જો એમ માને કે કોઇએ અંદરખાનેથી ચોરી કરી છે તો તો ચોર અંદરનો અંદરજ છે. કારણકે બહારથી કોઇનો આવવાનો સંભવ નથી. વળી વધારે મુશ્કેલ તો એ હતું કે ચોરી કયારે થઇ તે જાણવાનો સંભવ ન હતો. ચોરી તે રાત્રે થઇ કે દિવસે તે નક્કી કરવું સુદ્ધાં કઠણ હતું. આસફ-જંગે ખોજાસરાહ મુરાદને બોલાવ્યો. મુરાદ ઘણો જૂનો નોકર હતો. આસફજંગના વખતથી કામ કરતો હતો અને ઘણો વિશ્વાસુ હતો. નવ્વાબે તેને ઘણી બાબત પુછી ચોકસી કરી, પણ કંઇ પત્તો મળ્યો નહિ. આખરે એક પછી એક દાસીઓને બોલાવી; તેમને પુછવાનું શરૂ થયું. દાસીઓ સઘળા દેશમાં સરખી. પછી તે મીઠી હિંદુસ્તાની બોલનારી હો કે જંગલી ભીલની જાતિની ભાષા બોલનારી હો. તેમણે ધાંધલ મચાવી મુકી. કોઇને પોતાની આબરૂ હલકી પડી લાગી. તો કોઇને નોકરી પર પાણી ફરી વળ્યું જણાયું. કેટલીકે તો રડારોળ કરી મૂકી. ગમે તેમ પણ સઘળાની ઝડતી લેવાઇ, જૂબાની લેવાઇ. પણ કંઇ વળ્યું નહિ. કેટલીકે કોઇને ગાળો ભાંડી; લેનારનું સત્યાનાશ જવાના શાપ આપ્યા. બધું થયું પણ નવ્વાબની વિપદ ટળી નહિ. જેને માટે આટલી બધી માથાકુટ કરી તે જણસ મળી નહિ એટલુંજ નહિ પણ તે મળવાના પત્તાની વાસ પણ આવી નહિ.

ગમે તેમ કરી પત્તો તો મેળવવો એવો નવ્વાબનો નિશ્ચય દૃઢ

થયો. હવે શું કરવું? નવ્વાબને તેની બરાબર ગમ પડે ના. નવ્વાબને વિચાર થયો કે બેગમોને પુછવું કે નહિ. આવી ચોરી ને ન પુછવું એ ઠીક નહિ. દાસ દાસીને પુછી બેસી રહેવું એમાં કંઇ વળે નહિ. બેગમોને પુછવામાં શું જાય છે? વખતે તેમણે કૌતકને માટે તે લઇને સંતાડયો હોય તો? ના, પણ તે બને કેમ. કુંચી તેમની પાસે રહેતી નથી. ઉઘાડવાની રીત પણ તેમને ખબર નથી તો પછી એ કાઢી લે શી રીતે? ગમે તેમ પણ બેગમોને પુછવામાં જાય છે શું? ચોકસી કરવી તો બરાબર કરવી. એમ અનેક વિચાર કરી આખરે બેગમોને પુછી જોવાનો વિચાર **આસફજંગે** કર્યો અને પોતાની મુખ્ય બેગમ **સલિમા** બીબીના ઘરમાં દાખલ થયા.

**સલિમા** બેગમ વયમાં સહુથી મોટી અને નવ્વાબ **આસફ**-જંગની પ્રથમ પત્ની હતી. સર્વ બેગમોમાં જો કે તે મુખ્ય હતી ખરી, પરંતુ, સ્વામીના હૃદય-રાજ્યમાં તે મુખ્ય ન હતી. કેટલાક વખતથી સ્વામી સાથે મળવું થતું નહિ વા ભાગ્યેજ થતું. નવ્વાબ નવીન બેગમોના પ્રેમ–પૂરમાં તણાયા રહેતા એટલે પ્રથમ બેગમના મહેલે જવાની ફુરસદ ઝાઝી મળતી નહિ. વાકચતુર **સલિમા** નવ્વાબને જોતાંજ બોલી:—

“ મારા સીરતાજ! આપ આજ રસ્તો ભૂલી આમ પધાર્યા કે? આજ ઉઠતાંની વાર કોઇ સારાનું મેહાં જોયું હશે, નહિ તો અત્યારમાં આપનાં દર્શન! ”

આ મીઠી વાતથી નવ્વાબનો નિશ્ચય ડગ્યો નહિ. તેમણે જવાબ આપ્યો;—“ઘણી આશ્ચર્યની વાત કે આવો ભારે મૂલ્યનો હીરો ઘર-

---

તપાસી ઓછામાં ઓછા ભાવે ખરીદીને મોકલે છે.

માંથી ચોરાય ! હું એની તપાસમાં છું. '

" તપાસ ! તે અહીં શા માટે ? " રોષમાં બેગમે જવાબ આપ્યો;—" હું કંઇ કોટવાલ કે ફોજદાર નથી. આપની ચાવી પણ મારી પાસે રહેતી નથી, પછી ? "

" તે તો ખરૂં. પણ એક વાર બધાંને પુછી જોવું એમ નિશ્ચય કર્યો છે માટે આવ્યો છું. "

બેગમનો મધુર અવાજ કંઇક કર્કશ જણાયો તેણે કહ્યું;—"તો આપ જ્યાં દિવસ રાત પડયા પાથર્યા રહો છો ત્યાં જઇને પુછો ને ? આપ મારો છાંયડો સુદ્ધાં જોતા નથી, મારે ત્યાં પધારવાનું નથી. પછી આપનું કોઇ કંઇ ચોરી જાય તે હું શું જાણું ? "

" બેગમ ! મારૂં કહેવું તેમ નથી. અંદર મહેલમાં, જનાનખાનામાંજ એ હીરો રાખવામાં આવ્યો હતો અને ચોરી પણ કોઇએ અંદરથીજ કરી છે. દાસી, બાંદી સઘળાને પુછવામાં આવ્યું, તેમની ઝડતી પણ લેવાઈ અને હવે જો બીજાને ન પુછીએ કે તેમની તપાસ ન કરીએ તો સારૂં દેખાય નહિ. "

બેગમને રોષ આવ્યો તેણે આવેશથી ધ્રુજતા સ્વરે કહ્યું; —"હુજુર ! ખુલ્લુ કહોને કે આપને મારા પર શક છે. દાસીમાં ને મારામાં હવે શો ફેર રહ્યો છે ? હવે મારૂં રહ્યું છે શું ? મેં સઘળુંજ ગુમાવ્યું છે. માત્ર આ ચોરીનું આળ બાકી રહ્યું હતું તે પણ હવે પૂરૂં કરી લો. બાંદીઓની ઝડતી લેવાઈ તો પછી મારી શું કરવા બાકી રહે ? હું પણ હવે એક બાંદી જેવીજ છું ને ? આપને તસ્દી

---

એક વખત કામ પાડતાંજ તમને કાળજી, નિયમીતપણું અને પ્રમા-

લેવાનું કામ નથી, હું મારી જાતે સર્વ આપને બતાવું છું. પછી ?" રોષથી અભિમાનથી બેગમના હોઠ ધ્રુજતા હતા, શરીર કમ્પતું હતું, આંખો લાલ થઇ ગઇ હતી. આજ આ આધેડ વયની બેગમમાં જુવાનીનો જોશ ફરીથી આવ્યો જણાતો હતો. વેગ ભર્યા પગલે, ધ્રુજતા હાથે બેગમે પેટીઓ ઉઘાડી અને તેમાંની બધી ચીજો આસફજંગની સ્હામે કાઢી એક પછી એક ફેંકી. જરિયાન ઓઢણાં, મૂલ્યવાન ઇજાર, કીંમતી કંચવા, ઢાકાની મલમલના બદિયાનનો ગંજ થયો. અલંકાર છૂટા છવાયા વેરાયા, છનનન કરતી સોના મહોરો ચોગરદમ વેરાઇ. ઝડની શું લે ? તલ્લાશ પૂરી થતાં પ્હેલાંજ નવાબ આસફજંગ બોલ્યા ચાલ્યા વગર ચૂપ મ્હોંએ, ચોરની માફક ત્યાંથી નિકળી ગયા.

બીજી બેગમોને મહેલે કંઇક જુદોજ પ્રકાર થયો. કોઇને આ બાબતથી હસવું આવ્યું, કોઇને રડવું આવ્યું, કોઇને ત્યાં હસવું અને રડવું બન્ને થયું. કોઇને નવાબના આવા વ્યવહારથી માઠું લાગ્યું, કોઇએ હોય એમાં શું ? એમ કરી વાતને મનમાંથી કાઢી નાંખી. કોઇને આ નકામી ધાંધલમાં કેવળ મૂર્ખતા જણાઇ. આખરે નવાબ લયલા બેગમના મકાનમાં દાખલ થયા. લયલા નવાબની સહુથી વધારે માનીતી હતી અને મુખ્ય બેગમ અત્યારે તેજ હતી. નવાબના જનાનખાનામાં આવ્યે તેને થોડોજ સમય થયો હતો. નવીન કુસુમ સમાન તેનું દેહસૌંદર્ય ખીલ્યું હતું. નવાબના હૃદયરાજ્ય પર તે સંપૂર્ણ હકુમત ચલાવતી હતી. નવાબ તેના ઘરમાં પગ મુકતાંની વાર કહેતા કે " બેગમ ! અહીં આવતાં મારૂં સર્વ દુઃખ વિસારે પડે છે.

---

સંસારની ઉપાધિ ભૂલી જઇ હું શાંતિ અહીંજ પામું છું."

લયલા અસલ સિરકાશિયાની હતી. દુનિયામાં દેહસૌંદર્યને માટે સિરકાશિયન સ્ત્રીઓની જોડી નથી. લયલાનું અનુપમ સૌંદર્ય પણ તેવુંજ હતું. તેના માબાપ આર્મિનિયામાં આવી વસ્યાં હતાં. લયલાનું ખરૂં નામ જીઓર્જીઆના હતું. નવ્વાબે તેનું નામ લયલા પાડયું હતું, અને સઘળા તેને લયલા બેગમ કહેતા હતા. આવા અનન્ય રૂપથી નવ્વાબ લોભાય એમાં શો સંદેહ છે? નવ્વાબને જોતાંજ સ્હેજ આંખ વાંકી કરી, રૂપાની ઘુઘરીના ઝંકાર સમાન મધુર સ્વરથી બોલી, "હીરાને પત્તો હજી લાગતો નથી? અફસોસ! અફસોસ!"

આસફજંગે કહ્યું:—અફસોસ નહિ તો બીજું શું? દશ લાખ રૂપિયા આપી હીરો લીધાને હજી પંદર દહાડા થયા નથી, અને એટલામાં તે ચોરાઇ ગયો એ શું નાનીસુની વાત છે? અને તે પણ ક્યાંથી? જનાના મહેલના તળખાનાની અંદરની તીજોરીમાંથી! ઉઘાડવાની યુક્તિ કોઇને માલમ નથી અને તે શી રીતે ચોરાયો? એની શોધ ન લાગે એ ઠીક નહિ. જ્યાં સુધી પતો ન મળે ત્યાં સુધી એની તલાશ તો કરવીજ પડે. વળી, આજ તો એ છે, કાલ કંઇ બીજુ બને. કાલ કંઇ બીજીજ ચીજ ચોરાઇ જાય તો?"

"બીજું શું ચોરાઇ જાય?" લયલાએ પુછ્યું.

મજાકમાં નવ્વાબે ઉત્તર આપ્યો;—"બીબી! કોઇ આપને ચોરી જાય તો?"

તીરછી નજર કરી મધુર સ્વરે બેગમ બોલી;—"મને ચોરી જઇ શું કરે? મારૂં મૂલ્ય ઓછું દશ બાર લાખ રૂપિયા જેટલું છે?"

---

નવ્વાબે લયલાનો હાથ ચુમ્યો અને કહ્યું:—ક્યાં તે પત્થરનો ટુકડો અને ક્યાં તારૂં અનન્ય રૂપ? સારી જહાનનું મુલ્ય તારી તુલનામાં રદ છે."

"ખયર!" લયલાએ કહ્યું,—"હજુર! આ ચોરીની બાબતમાં આપ શું કરવા ઇરાદો રાખો છો?"

"શું કરૂં! બહાર પોલિસ તપાસ ચલાવે છે. અંદર મહેલમાં આ ખોજાની મદદથી હું તલ્લાશ કરૂં છું, દાસી બાંદિયોની ઝડતી લીધી; પણ કંઇ મળી આવ્યું નહિ. બેગમોને પણ પુછવું તો જોઇએજ ને? કોઇને આથી માઠું લાગે છે પણ લોક-નીતિને અનુસરી તપાસ ત્યાં પણ કરવીજ જોઇએ. કોઇને આમાં ઠઠ્ઠા મશ્કરી લાગે છે. બીબી! તમને શું લાગે છે? તપાસ કરૂંકની?"

"વાહ! શા માટે નહિ?" લયલાએ તરતજ જવાબ આપ્યો, "કોઇ દાસી પણ ચોરી કરી બેગમોના ઘરમાં જણસ ન પકડાવા મૂકી દે એ બનવાજોગ છે."

નવ્વાબે કહ્યું—"લયલા તું ખરેખર બુદ્ધિમતિ છે. વારૂ, ત્યારે હું અહીં તલ્લાશ કરૂં તો વાંધો નથી ને?"

લયલા ઉઠી ઉભી થઈ શીર ઝુકાવી, એક હાથ આંખોપર રાખી બીજો છાતીપર રાખી નમન કરી બોલી-"ઘણુંજ ખુશીથી, દિલો. જાનથી, તલાશીનો હુકમ કરો"

"આ રંગ જોઇ નવ્વાબનું મન ચંચળ થયું. ઝટ ઉઠી બેગમનો હાથ પકડયો અને કહ્યું;-"શોધ પછી કરીશું પણ પ્રથમ આ રૂપમાં હીરો ભરાઈ ગયો છે કે નહિ? તે જોવા દો તો?"

---

જેમ પાણીને પકડતાં આંગળીમાંથી સરી જાય તેમ લયલાનો હાથ નવ્વાબની મુઠ્ઠીમાંથી સરી ગયો. લયલા દુર સરકી ઉભી. નવ્વાબ ટગર ટગર સામું જોઇ રહ્યા. કંઇક રોષ અને અભિમાનમાં લયલા બોલી-"આ શરીરની ઝડતી દાસી લેશે. અગર આપને દાસીનો વિશ્વાસ ન હોય તો ખોજાએ તે કામ કરશે."

નવ્વાબનો ચ્હેરો કંઇક લેવાયલા જેવો જણાયો. લયલાએ કહ્યું "હાં, જ્યાં સુધી તપાસ પૂરી થાય નહિ ત્યાં સુધી માત્ર ચોરીનુંજ તહોમત મારા પર, ત્યાં સુધી આપ મારા શરીરને સ્પર્શ કરતા ના. એટલું કહી લયલાએ ચાવી દાસીના હાથમાં મૂકી પેટી પટારા ઉત્રાડવા આજ્ઞા કરી.

નવ્વાબને આશ્ચર્ય લાગ્યું અને આનંદ પણ થયો. નવ્વાબે કહ્યું:-" જો બધી બેગમો તારા જેવી બુદ્ધિમાન હોય તો આ ચોરી થાતજ નહિ."

એક પછી એક ચીજો પેટીમાંથી બ્હાર પડવા લાગી. વિલાસ અલંકારની સામગ્રીઓનો ઢગ થયો. એટલામાં એક પત્ર દાસીના હાથમાં આવ્યો. "હં, હં આ શું છે જોઉં તો, આમ લાવ" કહી નવ્વાબે હાથ લાંબો કર્યો પણ એટલામાં લયલાએ તે પત્ર દાસીના હાથમાંથી ઝુટવી લીધો. એકવાર પત્ર જોઇ સ્હેજ હસી, નવ્વાબના હાથમાં મૂકયો. નવ્વાબે પત્રને ઉકલાવી વાંચી જોવા પ્રયત્ન કર્યો, પણ કંઈ વળ્યું નહિ. નવ્વાબે કહ્યું—આ કઇ ભાષામાં પત્ર લખેલો છે? મને તો કંઇ એમાં સમજણ પડતી નથી."

" તમે કોણ જાણે કઈ ભાષામાં લખો છો તે હું પણ વાંચી

---

વીલાયતી અને દેશી દવાઓ વળતી ટપાલે બરાબર પેક કરી

શકતી નથી, " બેગમે પ્રત્યુત્તર આપ્યો.

નવ્વાબે કહ્યું;—આ કોનો પત્ર છે? કોણે તને લખ્યો છે?"

" હું અહીં આવી ત્યાર પહેલાંનો એ પત્ર છે. કોણે લખ્યો છે એ જાણીને આપ શું કરશો? કારણ કે મારા દેશના માણસોને તો આપ ઓળખતા નથી."

નવ્વાબને આ બાબતમાં કંઇક સંદેહ જણાયો. તેમણે કહ્યું:— " એ તો ઠીક, પણ, આ પત્ર એટલો જૂનો નથી; કારણ જૂનો હોય તો કાગળ ક્યારનોએ જીર્ણ થઇ ગયો હોય."

" હજુર! " બેગમે હસતાં હસતાં જવાબ આપ્યો;—" હું તો આપના મહેલમાં નવી છું, હું હજી સુધી તો જૂની થઈ નથી."

નવ્વાબનો સંદેહ ટળ્યો નહિ, નવ્વાબે કહ્યું;—" એ પત્ર મારી પાસે રહેવા દો હું બહુભાષી પાસે તે વંચાવી જોઇશ " એમ કહી નવ્વાબે તે પત્ર પોતાના ખિસ્સામાં મુકવા વિચાર કર્યો. નવ્વાબનો આ વિચાર અમલમાં આવી શક્યો નહિ, કારણ કે રમણી સાથે હામ બીડી નવ્વાબ તેને હંફાવે એમ બનવું અશક્ય હતું. જોત જોતામાં લયલાએ તે પત્ર નવ્વાબના હાથમાંથી છીનવી લીધો અને તેના ટુકડે ટુકડા કરી નાંખ્યા ક્રોધથી અધીર થયેલી લયલા બોલી;—" આપની દાસી છું જાણી મારામાં કંઇજ બળ નથી એમ આપ ધારતા નાઃ મારો પૂર્વનો ઇતિહાસ આપને ન કહું એજ ઠીક છે."

કંઇક શરમાઇ શંકાશીલ મને નવ્વાબ ત્યાંથી ચાલ્યા ગયા.

૪.

ઘણી શોધનું, પોલિસની ધમકીનું, ને કોટવાલના પીડનનું કંઇજ

---

પરિણામ આવ્યું નહિ. કોણે ચોરી કરી? શી રીતે કરી વગેરે બાબતનો પત્તો ઉડતી અફવાથી કંઇ મળ્યો નહિ. એ હીરો ચોરનાર વેચવા જતાં પકડાશે એ માનવું પણ નિરર્થક હતું. કારણ કે ચોરનાર એવી ભારે મૂલ્યની ચીજ જાહેર રીતે વેચી પોતાના પગપર કુહાડો મારે એ બનવાનો સંભવ ઘણો ઓછો હતો. એવી ચીજ વાટે ઘાટે થોડી વેચાય છે?

આસફજંગને ચટપટી મટી નહિ. કેમ મટે? ચોરી કંઇ નાની સુની ન હતી. નવાબે મુંબઇ તાર કરી એક ડિટેકટીવને બોલાવ્યો; થોડા વખતમાં એક **આરાટૂન** નામનો ડિટેકટીવ નવાબ પાસે આવી હાજર થયો. આપફજંગની સઘળી હકીકત સાંભળી તેણે કહ્યું.—" આપ શું કામ મને સોંપો છો?"

નવાબે આશ્ચર્ય પામી પુછ્યું;—" શું કામ! કામ ચોરીનો પત્તો મેળવવાનું બીજું શું? તમને જે કામને માટે બોલાવ્યા છે તે."

આરાટૂને કહ્યું;—"એ તો ખરૂં, પણ આપ જાણો છો કે અમે કંઈ ઇશ્વર નથી. અમે જે કંઇ કરીએ છીએ તે નજરે જોઇને, શોધ કરીને, જે જાણવા જેવું હોય તે બે ચાર જણમાં મળી જઇ જાણી લઇને કરીએ છીએ. જે કામમાં મૂળથીજ હરકત જેવું લાગે છે તે કામ હાથમાં લેવામાં માલ શો?"

નવાબે પૂછ્યું;—" તમને આમાં વિઘ્ન કયાં જણાય છે?"

" આપજ વિચાર કરી જૂઓ ને. એક ઠેકાણાની ચોરી એજ ઠેકાણે પકડાય એમ કંઇ નથી. મારામાં કંઇ અલૌકિકતા છે એમ પણ નથી. જે જગ્યાએ ચોરી થઇ હોય તે જગ્યા જોવી જોઇએ. જેના

પર સદેહ હોય તેનાપર બારીક તપાસ રાખવી જોઇએ. કોઈ બે ચાર જણને પુછપરછ કરવી પડે. પછી જે યુક્તિથી કામ થવાનો સંભવ હોય તે યુક્તિ કામે લગાડવી પડે. આપની ચોરી જનાના-મહેલમાં થઇ છે ત્યાં પરપુરૂષને જવાનો નિષેધ છે ત્યાં હું શું કરી શકીશ?"

આરાડુનનું કહેવું છેક ખોટું ન હતું. નવ્વ.બે થોડી પળ વિચાર કરી કહ્યું;—"એનો શો ઉપાય કરવો તે મને સુજતું નથી. અંદર મહેલમાં પરપુરૂષને જવા દેવાય એ બને નહિ; કારણ કે, તેમ કરવામાં આબરૂના કાંકરા થાય. ચોરીનો પત્તો તો મેળવવોજ જોઈએ. એક ઉપાય છે. બેગમોને હું બીજી વાડીમાં મોકલી આપું. તમારે જે અંદર જોવું હોય તે ભલે જોઇ લો. દાસી બાંદીઓને તમારે જે કંઇ પુછવું હોય તેમાં કોઇ જાતનો વાંધો નથી. માત્ર બેગમોને જોવા કે પુછવા નહિ મળે, પરંતુ તેમના સંબંધમાં કંઇ જાણવું હશે તો હું તમને જણાવીશ."

"બેગમ સંબંધી કંઇ હકીકત આપને પુછવી પડે તો એમાં વાંધો તો નહિ પડે ને?"

"કંઇજ નહિ."

"વારૂ, આ સિવાય આપને હું એક અરજ ગુજારૂં છું; કે આ કામમાં મને કદાચ વિજય ન મળે તો આપ નિરાશ થતા ના, કારણ એ છે કે ડિટેક્ટીવે ચોરીની બાબતમાં જે જે હકીકત મળે તે સઘળી જાણવી જોઇએ. જેના ઉપર શક હોય તેના પર બારીક તપાસ રાખવી જોઇએ. એ સઘળાને જોવા અને ઓળખવા જોઇએ. આ બધું બનવું

---

અહીં અશક્ય છે. અને આવી હાલતમાં મારાથી જે બનશે તે હું કરીશ. વારૂ, હજૂરને એક વાત પુછવાની છે."

"એક ને બદલે દશ પુછોની."

"આ ચોરીની બાબતમાં આપને કોનાપર શક જાય છે?"

"કોઇના પર નહિ."

"ત્યારે મારે હવે બધા પરજ શક સમજી લેવાંનો. દેવડી પરના સંત્રીથી માંડી અંદર મહેલની બેગમો સુદ્ધાં પર મારે સંદેહ રાખવો પડશે."

નવ્વાબે રસિકતાથી જવાબ આપ્યો;–"તો મને શું કરવા બાકી રાખો છો? મારા પર પણ શક લાવો."

"મને જે વખતે જેના પર સંદેહનું કારણ જણાશે તે વખતે હું તે આપને કહીશ. આ કામમાં માઠું લગાડે ચાલે નહિ. આપને કંઇ ગુપ્ત હકીકત પણ પુછવી પડે તો તે જણાવવી પડશે; નહિ તો આ કામ મારાથી નહિ બને. એમ હોય તો અત્યારથીજ આ કામ હાથમાં ન લઉં."

"તે તો જાણ્યું. તમને જે હકીકત જાણવી જરૂર લાગે તે બેલાશક પુછજો."

"ઠીક. આ સિવાય બીજી એક વાતની મંજૂરી આપને આપવી પડશે. જો જરૂર પડે તો આપની પરવાનગી લઇ એક સ્ત્રી ડિટેકટીવને બાંદી તરીકે રાખવી પડશે. તે અંદર મહેલમાં રહેશે અને તે તેની મરજીમાં આવે ત્યારે આવજા કરી શકશે. એના આ કામમાં કોઇ તેને હરકત કરી શકશે નહિ. એટલુંજ નહિ પણ કોઇ બેગમને તે

---

પ્રાઇમસના ચુલા અને તેનો કાંઇપણ સામાન જોઇ તપાસી મુંબઇથી

બાંદી અપ્રિય લાગે તો પણ તેને તેનાથી કાઢી મુકાશે નહિ."

નવ્વાબે કહ્યું;—"પણ હું પોતે તમને જે હકીકત જોઇએ તે પૂરી પાડવા તૈયાર છું. તો પછી બેગમોની પુંઠે એ બાંદી મુકવાની શી જરૂર છે?"

"હુજૂર! જે હકીકત આપને ખબર નથી તે આપ મને શી રીતે કહી શકશો? કેટલીક હકીકત આપ જાણી શકો નહિ તે બાંદિઓ સારી રીતે જાણી શકે, એ શું બનવાજોગ નથી? આમ કરવામાં કંઇ વાંધા જેવું નથી."

નવ્વાબ આખરે આ વાતને સંમત થયા પણ પુછ્યું કે;— "ત્યારે તમારૂં એમ માનવું છે કે ચોરી કોઇએ અંદરથીજ કરી છે?"

આરાટુને કહ્યું;—"અત્યારે હું તે કંઇ કહી શકું નહિ પણ ચોરીનો પતો તો અંદરથીજ મળશે."

આસફજંગે બેગમોને વાડીમાં મોકલી આપી. દાસી અને ખોજાઓ તેમની સાથે રવાના થયા. બાદમાં નવ્વાબ આરાટૂનને અંદર મહેલમાં લઇ ગયા.

પ્રથમ તેઓ તહખાનામાં ગયા ત્યાં આરાટૂનને તીજોરી નજરે પડી. આરાટૂને બરાબર તેને તપાસી. તિજોરી ઉઘાડવાની જગાએ કોઇ પણ જાતનું ચિન્હ ન હતું. નવ્વાબને તે તિજોરી ઉઘાડવા કહ્યું. તિજોરી બંધ કરી નવ્વાબના હાથમાંથી ચાવી લઇ આરાટૂને પોતે તે ઉઘાડી અને નવ્વાબને કહ્યું;-"આપ કહેતા હતા કે તિજોરી ખોલવાની યુક્તિ કોઇને માલમ નથી. એ કંઈ ભારે વાત નથી. એક વખત કોઇ આપને તિજોરી ઉઘાડતાં જૂએ કે ઝટ તે સમજી જાય એવી છે.

---

જ્યારે આપ આ તિજોરી ઉઘાડો તે વખતે કોઇ માણુસ આપની સાથે હોય છે ખરૂં કે? આપને આ તિજોરી ઉઘાડતાં કોઇએ દીઠેલા ખરા કે?"

"શા માટે નહિ? કોઇ કોઇ વખત કોઇ બેગમ હાજર હોય. કોઇ વખતે બાંદિ પણ હોય."

"આપ આ હીરો ખરીદ કરી આમાં રાખો છો એ વાતની તેમને ખબર ખરી કે?"

"આવી વાત છૂપી રહે ખરી? બધા જાણે છે કે હું એ હીરો આ તલખાનાની તિજોરીમાં રાખતો હતો."

"આ તિજોરીના અંદરના ભાગમાંના અમુક ખાનામાં એ હીરો મુક્યો તે વખતે કોણ હાજર હતું?"

"લયલા બેગમ! દાસી એકાદ સાથે હતી કે નહિ તે બરાબર સ્મરણમાં નથી."

"એ બેગમ સાહેબ કેટલા સમયથી અહીં છે?"

"ત્રણેક માસથી છે."

"દેખાવમાં?"

"દેખાવમાં ઘણીજ સ્વરૂપવાન છે. જિનતની હુર પણ તેના મ્હોં આગળ લાજી મરે."

"તેઓ બુદ્ધિમાં પણ તેવાંજ છે."

"અસાધારણ બુદ્ધિમાન છે."

"ઉમર કેટલી હશે વારૂ?"

---

"એકત્રીશ બાત્રીશ."

"જાતે?"

"આર્માની"

"તેઓનું અહીં આવવું શી રીતે થયું?"

નવ્વાબ સરકારનાં ભરાં ઉચ્ચાં ચઢયાં પણ પળમાં મોઢું ઠેકાણે આણી હસતાં હસતાં કહ્યું;– તે જાણવાની હું જરૂર વિચારતો નથી.

આરાટૂન સમજી ગયો. તે જાણતો હતો કે ધનવાન નવ્વાબના જનાનખાનામાં રૂપવતી રમણીઓને ખરીદવામાં આવે છે. આ વાત છોડી દઈ આરાટૂને પુછ્યું;—

"એમનો પૂર્વવૃત્તાંત આપ જાણો છો?"

"ના."

"જાણવાનો કંઇ ઉપાય છે ખરો?"

"મને લાગતો નથી."

"એમની તસ્બીર આપની પાસે છે?"

કંઇક વિચારમાં પડી નવ્વાબે 'ના' કહી.

"હીરો તિજોરીમાં રાખતી વખતે તેમની સાથે કોણ દાસીઓ હતી?"

"દાસી સાથે હતી કે નહિ તે ધ્યાનમાં નથી."

"બેગમ સાહેબાની ખાસ બાંદિયો કેટલી છે?"

"બે બાંદિયો હર હમેશ તેની પાસે રહે છે તે સિવાય કેટલીક બીજી દાસિયો પણ છે."

આરાટૂન તહખાનાની બ્હાર આવ્યો. તહખાનાને બે ત્રણ દરવાજા હતા. દરવાજાની સ્હામે ખૂલ્લું આંગણું હતું. અહીં આજુબાજુ બેગમોને રહેવાનાં મકાન હતાં. દરવાજાની બરાબર સ્હામે જે મકાન હતું તેની પાસે જઈ નવ્વાબને પુછ્યું:-" આ કોનો મહેલ છે ? "

આસફજંગે જવાબ આપ્યો:-"મૂખ્ય બેગમ બાનુ સલિમાનો."

" તેઓ કેટલા વખતથી અહીં છે ? "

" ત્રીશ પાંત્રીશ વર્ષથી. "

આરાટૂને બીજાં બે એક મકાન એજ પ્રમાણે તપાસ્યાં. પછી નવ્વાબને પુછ્યું:—" લયલા બેગમનો મહેલ ક્યાં છે ? "

" મારી સાથે ચાલો. આ બાજુએ છે. " એમ કહી નવ્વાબ આરાટૂનને લયલા બેગમના મહેલમાં લઇ ગયા. આ મકાનની અડોઅડ બીજું મકાન નહતું. સલિમા બેગમના મકાનથી તહખાનું જેટલું દૂર હતું તેટલુંજ લયલા બેગમના મકાનથી પણ હશે. બેગમનું મકાન તપાસી જોયું. દાસિયોનું સ્થાન પણ તેજ પ્રમાણે જોઇ લીધું, અંતે બ્હાર આવી આરાટૂને નવ્વાબને પુછ્યું:-" ક્યારે ચોરી થઇ તે આપ કહી શકો એમ નથી ? "

" શી રીતે કહી શકું ? તમેજ વિચાર કરી જુઓ કે એ હીરો તીજોરીમાં મૂક્યા પછી પંદર દિવસ સુધી મેં તીજોરી ઉઘાડીજ નથી. જ્યારે ઉઘાડી ત્યારે જોઉં તો હીરો ગુમ. "

" જેટલા દિવસ આપે તીજોરી ઉઘાડી નહિ, તેટલા દિવસ ચાવી ક્યાં હતી ? "

" જેમ હમેશ મારી પાસે હોય છે તેમ હતી."

" રાત્રે ?"

" રાત્રે મારા બિછાના તળે રહે છે."

" આજકાલ આપનું સૂવાનું કયાં હોય છે ?"

" અંદર મહેલમાં, કોઇક દિવસ બહાર પણ હોય."

" આપ બરાબર યાદ કરીને કહો."

" તો હું કહું છું કે અંદર મહેલમાં."

" અંદર મહેલમાં કોને ત્યાં ?"

" લયલા બેગમના મહેલમાં."

" એક વાત આપને પુછવી જરૂરની છે. આપ મનમાં કંઇ લાવતા નહિ. આપ રાતે મદ્યપાન કરો છો ખરા ?"

" ભોજન સાથે થોડો."

" કોઇ વખતે કંઇ કારણસર વધારે થાય ખરો ?"

" કોઇ વખત ભાગ્યેજ."

" વારૂ, આપનો પીવાનો મદ્ય કોણ રાખે છે ?"

"જે બેગમને મહેલે સૂવાનું હોય તે બહારથી મંગાવી આપે છે."

" આપે જે તપાસ કરી તેમાં કોઇ બેગમના મહેલમાંથી શંકા આવે એવી કંઇ ચીજ મળી છે ખરી ?"

" કંઇજ નહિ." ફરી જાણે વિચારમાંથી જાગી ઉઠયા હોય તેવા દેખાવથી નવ્વાબે કહ્યું:-" લયલા બેગમની પેટીમાંથી એક ચીઠ્ઠી મળી હતી."

" એ ચોઠ્ઠી ક્યાં છે ?"

" બેગમે ગુસ્સામાં ફાડી નાંખી. મારાથી તે વાંચી શકાય તેમ ન હતી."

" એ ચીઠ્ઠીના ટુકડા પણ હાથ લાગે એમ નથી ?"

" પાછળથી મને ખબર મળી કે બેગમે તે સર્વ એકઠી કરી બાળી નાંખી હતી."

આરાટ્રને કહ્યું:—" બેગમોને પાછાં જેમ જે મહેલમાં રહેતાં હતાં તે પ્રમાણે રહેવા આજ્ઞા કરો. તેઓ બીજે સ્થાને હશે તો પત્તો મળશે નહિ."

૬.

બેગમો પહેલાંની માફક આવી પોતપોતાના મહેલમાં રહેવા લાગી. એક નવું કૌતુક તેમની નજરે પડ્યું. અંદર મહેલમાં એક નવી દાસી આવીને રહેવા લાગી હતી. તેનું નામ હતું રૂહાની. ઉમ્મર તેની ઝાઝી ન હતી. વાતચીત તે હિંદુસ્તાનીમાં કરતી પણ ઝબાં સાફ ન હતી. બેગમોને જણાવ્યું કે નવ્વાબે ખૂદ તેને નોકરીએ રાખી હતી. આ જાણી બેગમોને સ્હેજ માઠું લાગ્યું કારણ કે દાસીને રાખવી કે ન રાખવી એ બેગમોનું પોતાનું કામ હતું. આ જૂના રીવાજ વિરૂદ્ધ વાતથી તેમને ખોટું લાગે એમાં નવાઇ શી ? રૂહાની ગમે તે મહેલમાં આવ જા કરતી. બેગમ ન હોય ત્યારે આમ તેમ ચીજો તપાસી જોતી. બેગમ લયલાના મહેલપર તે વધારે બારીક તપાસ રાખતી જણાતી હતી. લયલાએ એક દહાડો રૂહાનીના દેખતાં દાસિને કહ્યું;— " ખૂદ નવ્વાબે એને રાખી છે તો એની મરજીમાં આવે તે વખતે

મારા મહેલમાં આવવા જવા દેવી, સમજી?" રૂહાનીએ જાણ્યું જે બીજી બેગમોની માફક લયલા બેગમનું મન શંકાશીલ નથી."

રૂહાની કોણ છે? શા માટે તેને રાખવામાં આવી છે એ બીના-ની કોઇને ખબર હતી નહિ. માત્ર ચતુર લયલાને આ બાબતમાં શક ઉત્પન્ન થયો હતો કે આમાં માનો ન માનો કંઇ ભેદ છે. ચોરીનો પત્તો મેળવવા એક જણ ફિરંગી આવ્યો છે એ વાત છાની રહી ન હતી. બુદ્ધિમતિ લયલા નવ્વાબ પાસેથી જાણી શકી કે રૂહાની એ શોધ કરવા આવેલ ડિટેકટીવનું માણસ છે. રૂહાની પોતાના સંબંધમાં, કે પોતે જે કંઇ કરતી હતી તેના સંબંધમાં એક અક્ષર કોઇને મ્હોં-એ કાઢતી નહિ. આટલું છતાં જીત તો લયલાનીજ હતી, કારણ કે રૂહાનીનો ઉદ્દેશ્ય લયલાથી જાણીતો હતો; પરંતુ લયલા જે રૂહાની સઘળા પર તપાસ રાખતી હતી તેના પર તપાસ રાખે છે એ વાત રૂહાની જાણતી નહિ.

લયલાએ જોયું કે રૂહાની પોતાની મરજીમાં આવે ત્યારે બ્હાર જાય છે અને મરજી પડે ત્યારે અંદર આવે છે. સિપાઈ કે ખોજા કોઈ તેને રોકતું નથી. આનું કારણ શું તે જાણવા લયલા બેગમે પ્ર-યત્ન કર્યો. એક દાસી મારફત તેને ખબર મળી. આ દાસીએ તે વાત એક પહેરેગીર પાસેથી જાણી લીધી હતી, કારણ કે, એ પહેરે-ગીર તે દાસીમાં અનુરક્ત હતો. રૂહાનીને નવ્વાબે પોતાની મહોરની એક વીંટી આપી હતી અને તે બતાવે કે કંઇ પણ પૂછા પાછ્યા વગર તેને જવા દેવામાં આવતી હતી. હિંદુસ્તાનમાં મોગલાઇનો અંત આવવા પછી તેની ઝાકઝમાકનાં ચિન્હ થોડે ઘણે ઠેકાણે બાકી રહેલાં

જણાય છે. મોગલાઇ વૈભવનો પૂરેપૂરો ખ્યાલ કોઇ સ્થળે મળે એમ નથી; પરંતુ, હૈદ્રાબાદમાં એનો સારો આભાસ નજરે પડે છે. ઐશ્વર્ય અતુલ છે. ભોગવિલાસની સામગ્રીની ખોટ નથી. હૈદ્રાબાદમાં દરેક બાબતમાં બીજાં શહેરો કરતાં કંઇ ફેર નજરે પડે છે. હિંદુસ્તાનના કયા શહેરમાં ફેરીવાળા મોજ વેચતા નજરે પડે છે? પણ હૈદ્રાબાદમાં તો ફેરીવાળા "મોજ લ્યો મોજ" કરતા બૂમ મારે છે. જો આ મોજનો ભાવ ન પૂછો તો કેવા પ્રકારની મોજ તે ખબર પડે નહિ.

જ્યાં આટલો વૈભવ છે ત્યાં દરિદ્રતાનો પણ છેડો નથી. ભિખારીઓ હૈદ્રાબાદમાં બેસુમાર છે. એક દિવસે એક ભિખારણી આસફ્જંગના દરવાજા આગળ આવી ઉભી રહી. અંદર મહેલમાં બેગમો પાસે ભીખ માગવા જવા આજીજી કરવા લાગી. ભીખારણ વયમાં યુવાન હતી. સંત્રીએ તેને અંદર જવા દીધી નહી. ઘણી સતાવી. તે પણ જબરી કે આખરે પગે પડી રડી કકળી અંદર જવા રજા મેળવી.

બેગમોના મહેલ આગળ જઇ કોઇને ગીત ગાઈ રીઝવી તો કોઇને રસના બે ચૂટકા સંભળાવી ખૂશ કરી, બે પૈસાની પ્રાપ્તિ કરી. ફરતાં ફરતાં તે લયલા બેગમના મકાન આગળ આવી અને તેણે એક ગાન છેડયું.

"મુઝે કયા કિયા તુને બતાદે પરી
મેરા ચેન ગયા મોરી નીંદ ગઇ;
મેરા હોશ ગયા, મેરી અકલ ગઇ
મેરા ચેન ગયા, મેરી નીંદ ગઇ
નહીં સબ્રો કરાર હય દીલકો જરી
તેરે દેખે બિના મુઝે એક ઘડી."

---

વાર્તા, નિબંધ, ચરિત્ર વગેરેનાં સારાં પુસ્તક લખો તો સેવક

ભીખારણી આ પ્રમાણે ગાન ગાતી હતી. પણ અંદરખાનેથી તેનો હેતુ બીજો હતો. ગાનારીનું ગળું પણ મિઠું હતું અને ગાતી વખતે બેગમોના સ્હામું ટીકી ટીકીને જોઇ રહેતી. ગાન પુરૂં થયું. બેગમે પુછ્યું;—" અલી અહીં દરવાજા આગળ કેમ ઉભી છું. ? "

ભીખારણે હસી જવાબ આપ્યો;—

" બેગમ સાહેબા, ભીખને માટે. સ્તો-પણ એ બીજાને એમ કહેવાનું અહીં તો—"

ભીખારણે એક બીજું ગાન છેડયું. ગાનની ટૂકો બરાબર બધાના સાંભળવામાં આવી પણ મમાર્થ લાગુ લગતીને હતો તે કોઇ સમજ્યું નહિ. " પરસોં પરસોં—મીલના પરસોં પરસોં " એ છેલ્લી લીટી હતી.

એક દાસી ઉભી ઉભી ગાન સાંભળતી હતી. બેગમે કંઈ કામની મીશે તેને બીજે મોકલી દાધી. દાસી ગઇ કે તરતજ ભીખારણે એક ચીઠ્ઠી પોતાનાં વસ્ત્રમાંથી કાઢી લયલા બેગમના હાથમાં મૂકી. બેગમે વાંચી કહ્યું: " અચ્છા; પરસોં હીં સહી. "

ભિખારણે કહ્યું " ચીઠ્ઠીનો જવાબ નહિ આપો ? "

બેગમે કહ્યું;—" ના, આજ કદાચ તું એમ કરતાં સપડાઇશ. "

એટલામાં દાસી ત્યાં આવી લાગી. બેગમે ભિખારણને થોડી સોના મહોર આપી.

ભિખારણ જ્યારે દાખલ થઇ તે વખતે રૂહાની અંદર ન હતી. તેણે આવતાંની વાર જોયું કે ભિખારણ લયલા બેગમના મહેલથી આવે છે. રૂહાનીએ જલ્દી જલ્દી ખોજા પાસે જઇ ભીખારણની ઝડતી લેવા આજ્ઞા કરી.

---

એન્ડ કંપની તે છપાવી પ્રગટ કરશે. ઠે. ગીરગામ-મુંબઇ.

ભિખારણ જતી હતી એવામાં ખોજાઓએ તેને પકડી. અને કહ્યું;—“ શું લઇ જાય છે? બતાવ.”

ભિખારણે કહ્યું;—“ લઇ જવાનું શું હોય? આ બેગમોએ જે ભીખ આપી છે તે. બીજું શું છે મારી પાસે ? હું શું ચોર છું ?”

ખોજાઓએ તેની ઘણી ઝડતી લીધી, પરંતુ ભીખમાં મળેલું હતું તે સિવાય કંઇ મળી આવ્યું નહિ. ભિખારણ ખોજાને ગાળો દેતી પસાર થઇ ગઇ.

રૂહાની સમજી કે બેગમે કંઇ પત્ર આપ્યો નથી. તે મનમાં બેગમની બુદ્ધિની તારિફ કરવા લાગી.

૮.

બેએક દિવસ પછી લયલાએ એકાંતમાં રૂહાનીને બોલાવી પુછયું;—“ આ જે હીરો ચોરાયો છે તેના સંબંધમાં કંઇ સાંભળ્યું છે ખરૂં ? ”

રૂહાની જાણે કંઇ જાણુતી ન હોય તેમ બોલી;—“ આ જે બધાં વાતો કરે છે કે ચોરી થઇ છે તેજ; બાકી, હું તો હમણાં આવી છું. મને શી ખબર પડે ? ચોરી થઇ ત્યારે તો હું અહીં હતી પણ નહીં. ”

“ હા, તે તો ખરૂં પણ બધી દાસિયોપર સંદેહ આવે છે. તું જરા બુદ્ધિવાન છે. આપણે બન્ને મળી ચોરીની તપાસ કરીએ તો કંઈ પત્તો મળે ખરો? ”

---

"બેગમ સાહેબા! હું તો આપની દાસી છું, આપ જે કહો તે કરવા તૈયાર છું પણ આપને શક કોના પર આવે છે વારૂ?"

"જ્યાં સુધી પાકો સંદેહ થાય નહિ ત્યાં સુધી કંઇ કહેવામાં અર્થ નહિ. પણ મેં એક ઉપાય શોધી કાઢ્યો છે."

"શો?"

"આજ રાતે કહીશ. પણ વારૂ તું રાતે કયાં સુઇ રહે છે?"

"જે પડી રહેવાનું મળે ત્યાં સુઇ રહું. બીજી દાસિયો મને જરા દાર પડવા દેતી નથી."

બેગમના મહેલની બહાર એક નાની કોટડી હતી તેમાં કોઇ સુઇ રહેતું નહિ. બેગમે ત્યાં રૂહાનીને સુવા કહ્યુ અને બોલી: "જરૂર પડે અને હું બોલાવું તો તારે તરત આવવું."

રૂહાનીને તો એજ જોઇતું હતું. લયલા બેગમ ઉપર નજર રાખવા આરાટૂનની આજ્ઞા હતી. બેગમ ખૂદ તેને પોતાની પાસે બોલાવી રહેવા કહે તો રૂહાની શું કરવા ના પાડે! સંધ્યાકાળ પછી નવ્વાબ આજ લયલા બેગમને મહેલે ગયા. આજ બેગમે અલંકાર વસ્ત્રથી શરીરને ઉમદા શણગાર્યું હતું. આજ તેની પ્રકૃતિ પણ ઘણીજ ખૂશ હતી. બેગમને જોતાંજ નવ્વાબે દિવાને હાફેઝમાંની નીચેની પંક્તિ ધીમેથી ગાઇ—

"શાયદ દિલરૂબાય મન, બિ કુનદ અજબરાય મન;
નકશ નિગાર રંગબૂ તાજા બતાજા નૌબનો"

બેગમે હસતાં હસતાં લોલ કટાક્ષ કરી પ્રત્યુત્તર આપ્યું:—

બાંદિ સબા ચૂમ્ ગુંજરી, બરસર ફ્રુજ આંપરી
કિસ્સયે હાફિઝ્શ્ સુન્દ તાઝા બતાઝા નૌ બનો. "

આસફજંગે અત્યાર સુધી લયલા બેગમને આવા ખૂશ મિજાજમાં કદી જોઈ નહતી. આજ દિવસ પર્યંત લયલાએ પોતાના રૂપની ઉન્માદકારી મોહિનિ નવ્વાબને બતાવી નહતી. નવ્વાબનું દિલ આજ લયલાના ચિત્તહારી રૂપથી ઘણુંજ ખૂશ થયું હતું. વાળુ પુર્વે નવ્વાબે હમેશ માફક થોડો મદિરા પીધો. ભોજન પુરૂં થયા પછી દાસીઓ ચાલી ગઇ. લયલાએ પોતે પોતાને હાથે એક મદિરાનો ગ્લાસ નવ્વાબને પાયો. આ મદિરામાં નીશો ભેળવેલો હતો. પીધા પછી તરતજ નવ્વાબને ઉંઘ આવી ગઇ.

બે પહોર રાત થઇ. સઘળા ઉંઘી ગયા કે તરતજ લયલાએ નવ્વાબના ખીસ્સામાંથી તિજોરીની ચાવી કાઢી રૂહાનીની કોટડીમાં જઇ તેને હાક મારી. રૂહાની તો જાગતીજ હતી. આંખો ચોળવાનો ઢોંગ કરી ઉઠી. બેગમને સ્હેજ હસવું આવ્યું અને બોલી;—" તું ગુપચુપ મારી સાથે આવ."

" ક્યાં જઇશું ?"

" તું બોલ ના, ગુપચુપ મારી સાથે ચાલ. હું રસ્તો બતાવું છું."
રૂહાનીને સાથે લઇ લયલા તહખાના આગળ આવી. બારણું ઉઘાડી બન્ને જણ અંદર દાખલ થયાં. પછી પાછું બારણું વાસી દીધું અને એક બતી સળગાવી અને કહ્યું;—

" જો આ તીજોરીમાં હીરો હતો."

" તિજોરી જોવાથી શું હીરો મળે એમ છે ?"

" કોણ જાણે! એક વાર ઉઘાડી તો જોઇએ ?"

---

લયલાને તીજોરી ઉઘાડતાં જોઇ રૂહાનીએ પૂછ્યું;—"આ શું બીબી! આપને આ ચાવી ક્યાંથી મળી?"

"નવ્વાબ ઉંઘી ગયા છે, મેં તેમની પાસેથી કાઢી લીધી."

"નવ્વાબ જાગશે તો?"

"હમણાં જાગે એમ નથી."

રૂહાનીએ તિવ્ર દૃષ્ટિથી બેગમના સ્હામુ જોયું. જોતાંજ તેના મનમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો. લયલાએ પોતાના વસ્ત્રના છેડામાંથી હીરો અને પત્ર બહાર કાઢયો. દીવાના પ્રકાશની અનેક રશ્મી રૂહાનીના મ્હોંપર રમવા લાગી. તેણે કહ્યું;—"આટલા બધા દિવસ હીરો તમારી પાસે હતો અને નવ્વાબે તે ચોરાઇ ગયો છે જાણી દુનિયા ઉથલપાથલ કરી નાખી ત્યાં સુધી તમે કંઈ બોલ્યાં નહિ એ બન્યું તમારૂં કેવું કૌતક કહેવાય!"

"મારી પાસે હતો એ કહેવાની જરૂર નહતી. હું કહી દેત તો તને ઇનામ ક્યાંથી મળત! તું નવ્વાબને અને ફિરંગીને કહેજે કે હીરો તો જ્યાં હતો ત્યાંનો ત્યાંજ છે."

ફિરંગીનું નામ લયલાને મ્હોંએ સાંભળતાંની વાર રૂહાનીનું મ્હોં ફીકકુ પડી ગયું. તેના મનમાં એવો તો ત્રાસકો પડયો કે તેનાથી એક શબ્દનો ઉચ્ચાર પણ થઇ શકયો નહિ. લયલા તેની સ્હામુ હસી બોલી:—"બીજું એક કૌતક તને બતાવવાનું છે. તું તારાં કપડાં કાઢી નાખ. આપણે કપડાં અદલ બદલ કરીએ."

"બીબી! બીબી! આ શું કરો છો?" ભયથી કાંપતી રૂહાની બોલી:—"મને બ્હાર જવા દો નહિ તો હું બૂમ પાડી સઘળાને

એકઠા કરીશ." લયલા ઝટ કૂદી બે ડગલાં આગળ વધી; પોતાના ડાબા હાથે હાનીનું મુખ દાબ્યું અને જમણા હાથમાં તિક્ષણ કટાર લીધી. તેના અંગમાં જાણે વિષની જવાળા જળતી ન હોય તેમ ભાસ થતો હતો. છંછેડાયલી સાપણની માફક ગુસ્સો કરી બોલીઃ—જો બૂમ મારીશ તોપણ બહાર સંભળાય એમ નથી, છતાં તારી બુમ પહેલાંજ આ કટારથી છાતી વીંધી નાખીશ. જો તને તારો પ્રાણ વ્હાલો હોય તો મૂગી મૂગી હું કહું તેમ કર."

પ્રાણ સહુને પ્રિય હોય છે. પણ રૂહાનીને તે અત્યંત પ્રિય હતો. વિકાળ વાઘણ જેવું લયલાનું રૂપ જોતાં રૂહાનીની જીભ તાળવે જઇ ચોંટી. તેના મ્હોંમાંથી એક અક્ષર બ્હાર નિકળ્યો નહિ. આવી નાજુક લાવણ્યમતિ આવી ક્રૂર હશે એની કલ્પના રૂહાનીને ન હતી. તે ભયથી કંપવા લાગી. લયલાએ ઓઢણી વતી રૂહાનીનું મ્હોં બાંધી લીધું, તે એવું જકડીને કે તેનાથી ચું કે ચાં થાય નહિ. ત્યાર બાદ તેણે તેનાં કપડાં કાઢી પહેરી લીધાં. પોતાનાં કપડાં રૂહાનીને પહેરાવ્યાં. તેની આંગળીપરથી નવ્વાબની મહોરની વીંટી કાઢી લીધી. પછી રૂહાનીના હાથ પગ બાંધ્યા અને બોલીઃ–" તીજોરીમાં તે હીરો અને નવ્વાબને માટે એક પત્ર છે, સમજી? સહવારમાં તેમનું મળવું થાય ત્યારે તું એ તેમને જણાવજે. ચાવી ત્યાં રાખી બહાર નીકળી તહખાનાના દરવાજા ને બહારથી કડી વાસી.

લયલા મહેલ તરફ પાછી ફરી નહિ. ખોજાઓનો પહેરો હતો ત્યાં ગઇ. લયલાએ રૂહાનીના ઓઢણાંથી પોતાનું મ્હોં ઢાંકી દીધું હતું. એક ખોજાએ પુછ્યું:—"કોણ છે?"

---

લયલાએ રૂહાનીના જેવો ઘાંટો કાઢી કહ્યું,—" રૂહાની "

" મોહર જોઉં ?"

લયલાએ મ્હોર બતાવી. ખોજો ધીમેથી બડબડયો. "જાઓ; ઘડી દમ પણ લેવા દેતી નથી ને જાવ આ, જાવ આ"

સદર દરવાજા આગળ સંત્રી પહેરો ભરતો હતો તેણે હાક મારી; " કોણ ? "

લયલાએ કંઇ પણ જવાબ આપ્યો નહિ. માત્ર મ્હોર બતાવી. સિપાઇએ રસ્તો આપ્યો અને કહ્યું:—" બેટી ! મોં ઢાંકીને જાય છે. જાણે નવ્વાબની છોટી બેગમ તો !"

આ સાંભળી લયલાને મનમાં હસવું આવ્યું. લયલા રાજમાર્ગ પર આવી પહોંચી. આકાશમાં તારામંડળ ચમકતું હતું. ચારે તરફ શુનશાન હતું. કવાચત્ સંગિતનો રવ કાને આવતો. આવી રાતે એકલી નિરાધાર અંતઃપુરમાં રહેનારી રમણી કયાં જાય?

લયલાને ભય ન હતો પરંતુ આ શંકાનું બીજું કારણ હતું. પાછળથી કોઇએ હાક મારીઃ—" રૂહાની ! આટલી મોડી રાતે ? "

લયલાએ પાછા ફરી જોયું તો એક ફિરંગી.

આરાટૂન તરતજ સમજી ગયો કે આ સ્ત્રી રૂહાની નથી. પાસે આવી ઓઢણું તાણી કાઢયું. આરાટુન તે રમણીનું રૂપ જોઇ વિસ્મય પામ્યો અને જો કે તેણે તે સ્ત્રીને કદિ જોઇ ન હતી છતાં બોલ્યોઃ-

" કોણ, લયલા બેગમ ! ! "

ક્રોધથી, લજ્જાથી, લયલાનું મ્હોં રાતું ચોળ થઇ આવ્યું. તેણે કહ્યું :—" હું ગમે તે હોઉં; મને અટકાવનાર તું કોણ છે ? "

---

આરાટૂને પણ હસતાં હસતાં કહ્યું:—"આપ ગમે તે હો. નવ્વાબના હુકમથી આપને કેદ કરૂં છું. જે કહેવાનું હોય તે કાલ સ્હવારે નવ્વાબને કહેજો."

લયલાનું મ્હોં પડી ગયું. તે ધીમેથી બોલી;–" જો તેમ થશે તો હું આત્મહત્યા કરીશ."

આરાટૂને કહ્યું:-" બાનુ! તમે હવે મહેલમાં જઈ શું કરશો? હીરો ન મળે એ નવ્વાબનું નસિબ. પણ હું તમને છોડીશ નહિ." એટલું કહી આરાટૂને લયલાનો હાથ પકડયો.

એટલામાં કોઇ વિશાળ કાય પુરૂષની છાયા રસ્તાપર પડી. આ જોતાંજ લયલાએ આકુળ સ્વરે ચિચિયારી પાડી: "દારા!" અને સમજાય નહિ તેવી ભાષામાં કંઇ બોલી.

આ પુકારમાં અનહદ પ્રેમ, અસહ્ય વેદના, અતિશય આનંદ હતો. આ ચિચિયારીથી ચમકી ફિરંગીએ લયલાનો હાથ મુકી દીધો.

જેમ વિફરાયલી વાઘણ પોતાના બચ્ચાનાં રક્ષણ વખતે સ્હામા શત્રુ પર તૂટી પડે તેમ દારા આરાટૂન પર તૂટી પડયો. તેના હાથમાં મજબૂત ડાંગ અને કમરે પિસ્તોલ હતી. તેણે ડાંગ તાકીને ફિરંગીના માથા પર ફટકાવી. એક ઘા ખાતાંજ આરાટુન બેશુદ્ધ થઇ જમીન પર પડયો. દારાએ હાક મારી, "જીઓર્જિયાના!"

લયલા દારાને કંઠે વળગી પડી. દારા તેને લઇ ચાલી ગયો. બીજે દિવસે નવ્વાબને લયલાનો પત્ર મળ્યો. તેમાં લખ્યું હતું કે;— "મારા છૂટકારાના મૂલ્યના બદલામાં હીરો રાખી ગઇ છું."

**સમાપ્ત.**

---